# શ્રી જૈનબાળ સંગીત ગાયન સંગ્રહ.

શ્રી જૈનસુધારક બુદ્ધિપ્રકાશ મંડળીને માટે
છપાવી પ્રસિદ્ધ કરનાર,
એલ. એમ. ચુનીલાલ એન્ડ કંપની.
મેહેસાણા.



કિંમત રૂ. ૦-૩-૦

શ્રી

શ્રી જીનાય નમઃ

# શ્રી જૈન બાળ સંગીત ગાયન સંગ્રહ.

શ્રી જૈન સુધારક બુદ્ધિપ્રકાશ મંડળીને માટે
છપાવી પ્રસિદ્ધ કરનાર,

એસ. એમ. ચુનીલાલ એન્ડ કંપની.
મેહેસાણા.



અમદાવાદ.
"વિજય પ્રવર્તક" પ્રેસ.

કિંમત રૂ. ૦-૩-૦

૬૫૮૬

શ્રી

॥ श्री शंखेश्वर पार्श्वनाथाय नमः ॥

# શ્રી જૈન બાળ સંગીત ગાયન સંગ્રહ.

ગીતી.

ધર્મ વિના ધરણીમાં, રહે ન નીતિ વધે અતિશે કલેશ;
જુલમ વધે જગ માંહી, જન સહુ અંતર મહિં રાખે દ્વેશ,
સુધર્મ જીવ દયાનો વળી, જૈન ધર્મ છે સત્ય;
બુદ્ધિ પ્રકાશક વિનવે, જગમાં તેની વિશેષ દિસે અગત્ય.

શ્રી જૈન સુધારક બુદ્ધિ પ્રકાશ મંડળીને માટે રચી

પ્રસિદ્ધ કરનાર,

એલ. એમ. ચુનીલાલ એન્ડ કંપની.

મેહેસાણા.

સંવત ૧૯૫૪. ઇ૦ સને ૧૮૯૭.

કીંમત રૂ ૦-૩-૦

# અર્પણ પત્રિકા.

શેઠ. વસ્તારામ નેમીદાસ.
શેઠ. ડાહ્યાભાઇ કાળીદાસ.
શેઠ. નગીનદાસ રાયચંદ.
શેઠ. લલુભાઇ હરચંદ.

મેહેસાણા.

આપ સ્વધર્માનુરાગી છો આપની સ્વધર્મ ઉપરની અત્યંત પ્રીતિ, અને ધર્મ ઉપરની પૂર્ણ આસ્થા એજ આપની અપાર ભક્તિ દર્શાવી આપે છે. આપના એવા અનેક ગુણોથી આકર્ષાઇ આ લઘુ ગ્રંથિકા અમો આપનેજ અર્પણ કરી કૃતાર્થ થઇએ છીએ માટે તે સ્વીકારશો.

મેહેસાણા.
તા. ૨૫-૧૧-૯૭.

લલુભાઇ ઉમેદચંદ શાહ.
માણેકલાલ કાળીદાસ શાહ.
ચુનીલાલ અમરચંદ હરડે.

# પ્રસ્તાવના.

શાસ્ત્રોના ટુંક રહસ્ય પ્રમાણે ધર્મ ઉપરની આસ્થા એજ જી-
વની ઉન્નતિનું મુળ છે. માટે ધર્મનાં તત્વો જાણી નીરંતર તેની પ્ર-
વૃત્તિ કિયાથી કાળે કરીને આત્માનો ઉત્કર્ષ થાય છે. અર્થાત એથી
મોક્ષ એટલે નીત્ય સુખ મળે છે.

જ્ઞાન એ તેનું કારણ છે. ને તે ભક્તિથી પ્રાપ્ત થાય છે. માટે
આ લઘુ ગ્રંથિકા એ સ્તુત્ય અર્થે બહાર પાડવામાં આવે છે.

આમાં શ્રી જૈન ધર્મના શ્રીમદ્ તિર્થંકરોની પવિત્ર સ્તુતિનાં
પદો નાટકીય રાગોથી લખવામાં આવ્યાં છે.

આવાં પુસ્તક ગદ્ય કરતાં પદ્યમાં હોય તો સ્વધર્મીઓને તેનો
વિશેષ ઉપયોગ તથા સારી અસર થઇ શકે, એમ લાગવાથી આ
પુસ્તક પદ્યથી લખવા દુરસ્ત ધાર્યું છે.

તેમજ આધુનિક યુવાનને બાલ્ય પ્રજાનું વલણ નાટકો જો-
વાના વિશેષ પ્રચારને લીધે તેમાંના રાગો ગાવા તરફ વધારે દેખા-
ય છે. તેથી આ પુસ્તકની ભરતી કેવળ તેજ રાગોથી કરવામાં
આવી છે.

આશા છે કે, એથી કરીને શ્રી જૈન ઉછરતી ને યુવાન પ્રજા
નાટકો ગાવાને બદલે આનો બહોળો ઉપયોગ કરશે.

ને જો એમ થશે તો અમારી જીજ્ઞાસાને પુસ્તક પ્રગટ કર-
વાના યત્નનું સાફલ્ય થયું એમ અમે માનીશું.

શ્રી મેહેસાણા જૈન સુધારક બુદ્ધિ પ્રકાશ મંડળીએ અમને ભલામણ કર્યાથી આ પુસ્તક રચવામાં આવ્યું છે તેથી જો એ મંડળીમાં આનો બહોળો ને સદુપયોગ થશે તો અમારો યત્ન ઘણે અંશે ફળીભૂત થયો એમ અમે સમજીશું.

આ પુસ્તકમાં અમારા પરમ સ્નેહી મી૦ એમ. કે. આર. એ-ગણે આપેલી મદદ માટે અમે તેમનો આભાર માનીએ છીએ.

પુસ્તક પ્રગટ કરવાનો અમારો આ પ્રથમ પ્રયાસ છે. તેથી જો એમાં કાંઇ ચુક જણાય તો વાંચક વર્ગ તે ક્ષમા કરશે એવી અમે વકી રાખીએ છીએ.

આ પુસ્તકના આશ્રયાર્થે અગાઉ ગ્રાહક થનાર ગૃહસ્થોનાં શુભ નામોનું લીસ્ટ પુસ્તકના છેડે આપવામાં આવ્યું છે, તેમણે પ્રથમ આશ્રય આપ્યા બાબત આ સ્થળે તેમનો ઉપકાર માનવામાં આવે છે.

| મુ. મેહેસાણા.<br>માર્ગશીર્ષ સુદ ૧<br>પ્રતિપદા ગુરૂવાર<br>સંવત ૧૯૫૪.<br>તારીખ. ૨૫-૧૧-૯૭ | એલ. એમ. ચુનીલાલ.<br>એન્ડ કંપની. |
|---|---|

॥ શ્રી જીનાયનમઃ ॥

# શ્રી જૈનબાળ સંગીત ગાયન સંગ્રહ.

## ૧

### (રાગ) પ્યારા પ્રભુ વિનવું.

પદ્મ પ્રભુ પ્રણમું, કષ્ટ નિવારણ છો ભવતારણ. પદ્મ.
એકજ આશ્રય છે પ્રભુ તારો, છો પ્રભુ અધમ ઉધારણ. પદ્મ.
વંદુ જગતના નાથ કહાવો, નીજ કિંકર સુ અંતર આણો. પદ્મ.
સાચી ભક્તિ કદી ન ચુકું, અરજી સ્વીકારી મતિ સુધારો. પદ્મ.

---

## ૨

### (રાગ) નથી મુને વરવા તણી.

નમું શ્રી શંખેશ્વરા શીશ નમાવી, સુખકારી છબી જુઓ નીહાળી નમું.
નાથ નિરંજન શરણ છો સાચું, નૌતમ લીલાધારી.
દિનજન તણી આવાણી દયાળું, સ્વીકારજો ઉરધારી. નમું.
આ અંધારા ભવ વનમાં અમે, ભરીએછીએ હે દુઃખહારી;
હે જીનપતિ મુજ વારે ચડીને, દાસને લેજો ઉગારી. નમું.
દયા ધરીને મારગ સીધો, બતાવો મને હે સુખકારી;

દુઃખ રૂપ દધિમાં હું ડુબાયો, નથી હવે કાંઇ બારી. નમું.
ચુનીલાલ તુજ નીત્ય ગુણગાવે, ને દરશન કરે નીત્ય દોડી;
હોંશ ધરીને અર્જ ઉચારે, વંદે દ્વીકર જોડી. નમું.

---

૩.

## (રાગ) જયશિયાજી.

શાંતિનાથ સહાય કરી અમને પાળજો.
હે જગવંદન, દુષ્ટ નીકંદન, ભજે છે બાળકો;
મા—આ—આ—સાં, કષ્ટ કાપજો. શાંતિ.
પ્રિતેથી વંદન પૂજન અરચન, સેવક તારજો;
મા—આ—આ—રા, દુઃખ નિવારજો. શાંતિ.
જૈન સુધારક, બુદ્ધિપ્રકાશક, ની લાજ રાખજો;
મા—આ—આ—રાં, વિઘ્ન ટાળજો. શાંતિ.

---

૪

## (રાગ) શું નટવર વસંત.

મહા કાંન્તિ શ્રી વીર તણી શોભી રહી,
શોભી રહી ખૂબ દીપિ રહી. મહા.

### સાખી.

મધુરી મુરતિ મન વશી, પ્રણમું આણી પ્રીત;
મહાવીર તુજ ચરણે નમી, ગાવે મંગળ ગીત.
સ્નેહેથી, હેતેથી, પ્રેમેથી, ભાવથી. મહા.

## ગરબો.

આજે આનંદ, આનંદ થાએ, શાંતિ મન વશી રહીરે લોલ,
નાચો, રાચો ને જીન આગે, અનુપમ આંગી બનીરે લોલ.
દુ:ખ દરિયામાં ડુબતો, આવ્યો શરણે આપ;
હું અપરાધી બાળ છું, કરો સેવકને સહાય.
બચ્યું છું, માગું છું, નાચું છું, જીનવરા. ગહા.

## સાખી.

જૈન સુધારક મંડળી, વંદે સૌ સંગાથ;
ચુનીલાલ વદે નમનથી, કૃપા કરો ધરો હાથ.
આવે છે, પ્રણમે છે, નમે છે, નાથને. ગહા.

---

૫

## (રાગ) યોવન મદમાં લચકેલી.

આનંદ મંગળ ઉરમાં મારા થા–આ–આ–આ–આ–યે;
જીન આગે, લાગું પાયે. આનંદ.
નીરખી જેની અંતર રાખી, રાખી તુજથી પ્રીત;
બીક ભાગે, લહે લાગે. આનંદ.
સંભવ જીનવર મુરતી પ્યારી, પુજો વિધ વિધ રીત;
સુખકાજે, જય આજે. આનંદ.

સાખી { ચોરાશી લક્ષે ભમી આવ્યો, વિનવે બાળ આવાર;
દાયક સુખ દુઃખ તું છીનહાર, ભવ દુઃખ ભંજનહાર,
હે સંભવ જીનવર બાળકોની પુરો આશ.

જૈન સુધારક, બુદ્ધિપ્રકાશક, શુદ્ધ મનથી ગાઓ ગીત;
ઘણાભાવે, જશ વ્યાપે. આનંદ.
ચુનીલાલ આ અર્જ ઉચારે, નિર્મળ ચિત્તથી નીત્ય;
સુખ આશે, પ્રભુ પાસે. આનંદ.
ધીધી કીટ ધીધી કીટ મૃદંગબાજે, છનનન સુર સાથે;
દુઃખ જાયે, દુર થાયે. આનંદ.

---

૬

## (રાગ) ઝટ ઝટ ઝુકો.

ઝટપટ ઝીલો આનંદે સૌ તાળી;
કરો પાર, મુને તાર, તાર, તાર, તાર, કરો પારરે. ઝટ ઝીલો.
મેં પાપ કર્યાં બહુ ભારી, આ પાપી દેહ છે ગારી;
શી ગતિ થશે પ્રભુ મારી.
તે સુધારી, લ્યો ઉધારી, તાર–તાર–તાર–કરો પારરે. ઝટ ઝીલો.
ચુનીલાલ વિનવે પોકારી, રે શાંતી નાથ સુખકારી;
હે નાથ નિરંજન સ્વામી.
બલીહારી, જાઉં વારી. તાર–તાર–તાર–કરો પારરે. ઝટ ઝીલો.

---

૭

## (રાગ) આજે ઉલ્લાસે વિલાસે.

આજે આનંદે, સૌ સંગે, રમો રાસ, અને રાગ થેઇ થેઇકાર,
પુજીએ, પ્રણમીએ, પાવન થઇએ, રમીએ સૌ ગળી રાસ;
ઉર ગહેર ધરી, ભવ કષ્ટ હરી, કરીએ વંદન તુમ પાસ. આજે.
થનનન થેઇ થેઇ, થનનન થેઇ થેઇ, થેઇ થેઇ તુમ દરબાર;
ધા તરકટ, તક, ધા તરકટ તક, ધી તરકીટ તું તાર. આજે.
જૈન સુધારક બુદ્ધિ પ્રકાશક, નમી લાગે તુજ પાય;
છનનન છુમ છુમ, છનનન છુમ છુમ ચુનીલાલ ગુણ ગાય. આજે.

---

૮

## (રાગ) આવો કુમ કુમને પગલે.

ઓ સંભવ જીનવર તારી,
શી આંગી ઝળકે ભારી;
ચક ચક કરતી આ ચળકે,
ઝક ઝક ઝક મુરતી ઝળકે. ઓ.
જીન નીરખી મળી સૌ સંગે,
ગુણ ગાઇએ અતિ ઉમંગે. ઓ.
નાચો થનનન થનનન થૈઆ,
ગાઓ ગુણવંત રાગ ગવૈયા;
હૈયું આ અતિ હરખાયે,
ચુનીલાલ નમે તુજ પાયે. ઓ.

---

૯

## (રાગ) શું સ્વરૂપ સુંદરીનું.

નેમ નામ રટન કરો, અતિ હર્ષ લાવી;
કાળ હસ્ત માથે ફરે, મનુષ્ય દેહ જાવી. નેમ.
શીવા દેવીના છો પુત્ર, સોરી પુર સ્થાને;
ભક્તી કરો ભાવ ધરી, પ્રભુ સર્વ જાણે. નેમ.
જૈન બાળકોનાં પાપ, તાપ સૌ નિવારો;
સ્વર્ગ સ્થાન આપનું છે, પ્રેમથી સ્વીકારો. નેમ.

---

૧૦

## (રાગ) રહી વશી હૃદય મણી રમણી.

વસી રહી મુરતિ સંભવની,
મનહર મુરતિએ ચિત્ત મુજ ચોર્યું છે;
ડગલે, પગલે, ચાલો, આવો–મંત્ર ભણીયે. વસી.
છબીલાની છબીએ આનંદ ઉપજાવ્યો છે;
ઝળકે, લળકે, તારી પ્યારી, ધ્યાન ધરીયે. વસી.
ધરત ધરત ધીર, ધારીને રહ્યો છું ધીર;
ધીરેથી, પ્રીતેથી, ગાવો, રાચો–જીન પુંજીયે. વસી.
છનનન છોમ છોમ, તનનન તોમ તોમ;
કીટ કીટધા, કીટ કીટધા, તારો, તારો, ભવમાં આ. વસી.
ચુનીલાલ ચિત્તેથી, બુદ્ધિ પ્રકાશ આવે છે;
દીર દીરતા, દીર દીરતા, પ્યારે, ગાઓ–ગાઓ આ. વસી.

---

## ૧૧

## રાગ મંગળ આયુષ આપો.

ભવજલ પાર ઊતારો. હે જીનપતિ.
ભવ જલપાર ઊતારો;
આ અવનીમાં હું અવટાણો,
ભવ ભય ભ્રમણ નિવારો. હે જીનપતિ.
આશ્રય એક છે પ્રભુ તારો;
જ્ઞાન વિવેક વધારો. હે જીનપતિ.
સગાં સંબંધી સર્વ ગજેથી;
શું સ્વારથ સરનારો. હે જીનપતિ.
વ્યર્થ જગતની રચના જાણી;
જગપતી વીઘ્ન વિદારો. હે જીનપતિ.

---

## ૧૨

## (રાગ) મારા પતિ.

આ દુનિયામાં એકલો, અથડાતું હું અરે;
ચંદ્ર પ્રભુવિના નથી કોઇ, સહાય આજરે. આ.
કામી ક્રોધી લોભી થોભી, પીડાવું અહીં;
કૃત્ય કર્મનો જવાબ, શી રીતે દઊં તહીં. આ.
પાપી પીંજરમાંથી, પંખી ઝટ ઉડી જશે;
માયા બાંધેલ જીવડાનું, કયાં જવું થશે. આ.

---

## ૧૩

### (રાગ) સનનન સોહે.

પાર્શ્વજીન પ્રણુમું પ્રીતેથી આ વાર;
પ્રભુ પ્યારી આંગી ભારી, શશી સમ શોભી રહી. પાર્શ્વ.
નાથ નિરંજન છો અંતર યામી, ભવ દુઃખ ભંજન દુઃખ હારી;
અકળ કળા ઇશ તારી કળાયન, ગાવે ચુનીલાલ ઉતાર ભવપાર. પાર્શ્વ.
એક કોરે આણુંદ મય, મુર્તીઓની હાર છે,
સામી બાજુ આ બાળક ગુણ ગાય છે;
ઘુઘરાનો ઘણુણુણ, ઝાંઝરનો ઝણુણુણ. પાર્શ્વ.

---

## ૧૪

### (રાગ) રે માત તમે શું સમજાવો.

સૌ દુખી દુનિયામાં સુખ માણે, ને નીચ જન મોજ મજા જાણે;
નવ નામ ભજે ને ગર્વ ધરે, પોતેજ અપ્રળ જનગારો કરે. સૌ.
નવ પદ નામ સદા લઇએ, મહાવીર, મહાવીર મુખ ઉચરીએ;
ઘુમઘુમ નાચી, રૂમઝુમ રાચી, પવિત્ર બનીને સાગર તરીએ. સૌ.
જીન દરશન દુઃખ દુર જાયે, અભિમાન તજી નમીએ પાયે;
ઘુમ છનનન નાચો જે તારે, ચુનીલાલ વદે છે આ વારે. સૌ.

---

## ૧૫

### (રાગ) આજે થઇ મીય આનંદ ધારા.

આનંદ મંગળ ઓચ્છવ આજે,
પાયે પડી પુજું ભવ જળ કાજે;
નમન કરી સૌ પ્રીતેથી પુજે,
સત્ય જે સત્ય છે કેમ ન સુજે;
સૃષ્ટી મંડાણમાં રાચી રહેલા,
મોહના ફંદમાં અતિ ફસેલા;
મનમાં તનમાં કદી ન આણે,
દુઃખ પડે તે સમયે સૌ જાણે;
સુ ર તિ છ બી લી,
પ ર જા ણિં વા રી;
પ પ ધ ની, ને મ ધુ રી,
ગ મ ગ, પ મ ગ, ગ મ ગ રી સા;
સા રી ગ રી સા,
પ મ ગ રી સા. આનંદ.

---

## ૧૬

### (રાગ) આહાર જોઇ થાય કાંઇ કાંઇ જો.

આહા નાથ નેમ સદા સેવજો,
અહા અદભુત આંગી આ શોભે;
એ છે અંતર યામી ઇશ જો,

હૈયું હરખેને મન મુજ લોભે;
ગાઓ જીણંદજીને મુખે પ્રીતમજીને;
કિર્તિ તારી જગતમાં ગવાઇ જો. આહા.

અંતરો } વંદન કરીએ પ્રીતે પ્રણમીએ, હસ્ત ઉભય ધારી,
આપ કૃપા થકી કાર્ય સફળ મમ, સ્વામી અર્જ સ્વીકારી;
હે કૃપા નિધી; ગહન ગતિ પ્રભુ તારી,

પાલણ કરતા, ભવ ભય હરતા;
વિઘ્નો સરવ સંહારજો. આહા.
સુખદાતા ઓ પ્રભુ તારા;
ચરણમાં શીશ નમાવીજો. આહા.

---

## ૧૭

## (રાગ) પુનમચાંદની.

હાંહાં શરદ પુનેમ રળિઆમણીરે,
રૂમઝુમ ઝુમ ઝુમ નાચો નેહે નમીને નાથ;
હેતે હરખીને સૌ સાથે, ફરીએ ફુદડીરે,
કાને કુંડળો ઝળકે, લળકે, શોભિતાંરે;
આંગી ચીતરી છે નૌતમ ખુરી રંગ. હેતે.
અવગુણ ઉમતો ટાળીએ, ધરી મનમાં સુરીત;
ગુણનો ગર્વ ન રાખીએ, ઇશ આજ્ઞા ધરી ચીત.
એવી એવી રીતિ ઉરમાં સદા આણીએરે;
ખળ ભજીએ ભાવે નમીએ વારંવાર. હેતે.

શુભ શીખામણ સમજીને, હેત કરો જીન સાથ;
અંતે અવિચળ એજ છે, ભાવે ભજીએ નાથ.
ચીતમાં ચેતી રાખો પ્રીતિ, દયા ઉરમાં ધરીરે;
રૂમઝુમ છુમ છુગ નાચો, નેહે નમીને નાથ. હેતે.

---

## ૧૮

## (રાગ) રહોને રમણી.

સિદ્ધાચળ સમરો, બાંધોને કમરો, હોંશે, હોંશે.
હીતકારી, ચીતધારી, મનહારી;
સર્વ વિદ પ્રભુજીસેં પ્રીત કરો. હોંશે, હોંશે.
સુંદર સોરઠ દેશ, નચઢયા ગીરિપર લેશ;
શેત્રુજીએ સ્નાન ન કીધું, સુમાર્ગે કંઇ દાન ન દીધું,
જીવિત તેનું વૃથા ગયુંરે, મદમાં નહિ ભુલો;
જાઓ, ગાઓ, લહાવો, લ્યોને તિર્થોતણા,
ભાવે, ધરી, હર્ષ, કરી, ખુશી ખુશી. સિદ્ધા.

---

## ૧૯

## (રાગ) સખી સુઝે ન કાંઇ રે.

વંદું મહાવીર સ્વામીરે,
રાખો, રાખો પાસ, આપો આશ;
મુજ મનને ગમે. મહા.

પૂર્ણ છો પ્રકાશ, પાતીક પાળ તોડો હે અવિનાશ,
ક્યારે શાંત થાય, જન્મકાળ લહાય;
રાખો રાખો પાસ, આપો આશ,
મુજ મનને ગમે. મહા.
છો ભવ ભય ભંજના નીરખી થાયે મારૂં મન રંજન;
સંકટ વિકટ નાશ, પ્રભુ પુરો આશ;
રાખો, રાખો પાસ, આપો આશ,
મુજ મનને ગમે. મહા.

---

૨૦

## (રાગ) શાર્દૂલ વિક્રિડિત.

જેની શક્તિ સદા સમસ્ત પ્રસરી;
વિશ્વે વ્યાપી રહી બધી,
જેની હરનીશ બાળ પ્રત્યે પરદીશે;
પ્રીતિ દયા તો ઘણી,
જેનો પાર અપાર કોઇ ન કળે;
સત્તાથી વ્યાપે સદા,
તેવા મલ્લીનાથ સત્ય પ્રભુને;
નિત્યે કરૂં વંદના,

---

## ૨૧

### (રાગ) થયા છોરે.

ગુણુ ગાઓ નરનારી પ્રીતેથી, પ્રભુ જીન. ગુણુ ગાઓ.
મનરંગાથી મનડું મોહ્યું, કરો કરૂણાનાથ;
દાસ થાપો, હરી પાપો, દુખકાપો, સુખ આપો,
પાર્શ્વજીનેશ્વર છો જીન પ્યારા, સૌ સુખ દેનારા. ગુણુ.
આણંદ વ્યાપે ઉરમાં દેખી, આંગી અજબ તારી,
જીન દેવા, કરૂં સેવા, માગું મેવા, આપો એવા;
પ્રભુ તમ ચરણે શરણે આવ્યો, દયા દિલ લાવો. ગુણુ.
જૈન બુદ્ધિ પ્રકાશક વંદે, પ્રણુમી વારંવાર,
ગુણુ ગાએ, લાગે પાએ, મન માંએ, ચીત ચ્હાએ;
દરશન કરતાં ભવદુઃખ જાએ, ઉર આનંદ થાએ. ગુણુ.

## ૨૨

### ( રાગ ) મલ્લી જીનંદા.

પદ્મ પ્રભુજી અરજ કરૂં છું, ઉરમાં લ્યોને વિચારીને;
સેવક જાણી શરણે આવ્યો, વિનતિ લ્યો સ્વીકારીને,
ભક્તિ કરૂં ભાવે તારી, પ્રભુ નિત્ય નિત્ય;
આંગી તારી શોભે સારી, ગાઉં ગુણુ ગિત. પદ્મ.
કૃપા કરી આપો મને, પ્રભુ સઉ સુખ;
સહાય કરો સેવકને, ટાળી સઉ દુખ. પદ્મ.

જૈન બુદ્ધિ પ્રકાશક, ચિત થકી ચહાય;
હળી મળી નિત્ય પ્રીતે, ગુણ તારા ગાય. પદ્મ.

---

## ૨૩

## (રાગ) યોવન ખીલ્યું.

પ્યારા પાર્શ્વ જીનેશ્વર પાયે પડું.
જોડી હાથ નમું, ભુલો હુંએ ભમું; (૨)
તાર તાર તાર તાર.
આવો પ્યારા ઊમંગ આજ મન ધરો,
ભાવ થકી ભક્તિ કરો, શુદ્ધ ચિત્તે નીત્ય રહો; (૨)
તાર તાર તાર તાર. પ્યારા.
રાચો નાચો બજાવો નૃત્ય ગાન કરી,
ઉમંગ ઉર મન ધરી, નમું તુજ ચરણ નમી: (૨)
તાર તાર તાર તાર. પ્યારા.
જૈન બુદ્ધિની ભક્તિ આ ઉર ધરો,
કુમતિ દુર કરો, સહાય અમને કરો; (૨)
તાર તાર તાર તાર. પ્યારા.

---

## ૨૪

## (રાગ) મારી પ્રાણ.

તારી લગની લાગીરે,
વિવિધ પુષ્પો અંગે સોહાવી, સેવું છે જયકારી,

નીરમળ ચિત્તે નિત્ય નમુંછું, સ્યોને ઉગારી; આહા તારી.
શોભા વખાણું શી તુજ કૃતિની, શક્તિ તુજ અપાર;
મોટા મોટા મુનીવરો, કોઇ ન પામ્યા પાર. આહા તારી.
વિશ્વાસ સાચો તારો મુજને, ચિત્તથી ના વિસારી,
ચુનીલાલ કહે વંદુ વિનયથી, દુઃખ સૌ નિવારી. આહા તારી.

---

## ૨૫

## (રાગ) પંડીતાઇ પળમાં.

પ્રીતે તારા નિત્ય ગુણ ગાય છે,
જૈન બાળ પ્રીતે તારા નીત્ય ગુણ ગાય છે,
સાચો તું સંભવજીન સ્વામી,
ચીત્તે થકી નીત્ય તને ચહાય છે. જૈન.
તું દુઃખ હરતા છો સુખ કરતા;
આનંદ આનંદ ઉર થાય છે. જૈન.
આનંદ ઓચ્છવ પ્રભુ તુજ આગે;
થૈઇ થૈઇ થનનનન થાય છે. જૈન.
મહેસાણા જૈન બુદ્ધિ પ્રકાશક;
સુધારક શુદ્ધ ચિત્તે ચહાય છે. જૈન.

---

## ૨૬

## (રાગ) સખી વીરહી.

ચાલો આવોને ગાઇએ ગીત, પ્રીતે પ્રણમીએ;

જે વ્યાપે છે ચોપાસ, જીનપદ ધ્યાન ધરીએ.
હોંસે ધરીને આજ, અનુપમ વસ્ત્ર સજીએ;
નાચો નાચોને થૈઇ થૈઇ નાચ, જીનના ગુણ ગાઇએ;
શસીસમ શોભે મુરતી, ઝળકેછે ચોપાસ.
જીન શેવાથી પામવો, હા, હા, ભવસાગર નીસ્તાર;
મનમાં રાચીએ. ચાલો.
જૈન બાળક રમેછે સાથ આનંદ ઉર ધરીએ,
ચુનીલાલ જપે જપમાળ, ભવ દુ:ખ વીસરીએ;
તક ધીન્ના, ધિધિકટ થાપ, નૃત્ય હરખ કરીએ. ચાલો.

---

## ૨૭

## (રાગ) આ શું શોભે છે.

આહા, શું શુંદર, મનહર, શેત્રુંજો ને ગિરનાર;
નવ ટુંકો ભારી, સુવર્ણ આકારી, કોટી સુર્યકારી,
મોક્ષ તણી બારી આ, શું અદભુત આ. શું શુંદર.
એક ગઢે રીખવ રોકાયા, બીજે ગઢે નેમનાથ;
હળી મળીને સઉ ઊમંગે, દર્શને આવે સાથ,
બેઠકો બહુ સારી, હર્ષ થાયે ભારી;
જાત્રાની બલીહારી, જીનવર જયકારી.
માયાળુ, દયાળુ, છે પ્રભુ, આ વિભુ;
શું આ અદભુત આ. શું શુંદર.

---

૨૮

## (રાગ) આવાં શું વચન ઉરમાં ધારે.

ગીરનારે જતાં રાજેમતિને, સૌ સખીઓ સંગે આવીને;
દેહ દમો નહિ ચીંતા ધરીને, વદે વિચારી સૌ સાથ;
વિનંતી ઉર ધારીને. ગીરનારે.
વિધ વિધ આભુષણુ ધરી, ધરો સોળ શણુગાર,
સ્નેહ તજો એ સ્વામીનો, ચિંતા કરશો ન લગાર;
અળગાં ન કરશો આ અબળાને, ચાલો ફરો નીજ ધામ,
અંતર સુખ આણીને. ગીરનારે.
મેઘ ગર્જ્યો આકાશમાં, વિજ કરે ચમકાર,
વરસાદે વૃષ્ટી કરી, ભીંજાયાં શણુગાર;
તોએ માને નહિ, દૃષ્ટી કરે નહિ, ચાલ્યાં નેમ સંગાથ;
આનંદ ઉર ધારીને. ગીરનારે.

---

૨૯

## (રાગ) કંથ વિણુ.

નેમે કરી વિયોગી રાજુલનાર, આ શો થયો ઉત્પાત. નેમે.
પશુ પંખી સૌ એકીજ વેળા, વદે પોકારી સુજાણુ;
પ્રાતઃકાળના સમયે સૌનો, જાશે અમારારે પ્રાણુ. નેમે.
પિંજર મહીં આ શો કલ્પાંત, કરે છે પ્રૌઢ પોકાર;
દિનવણી પશુઓની સુણીને, ખેદ ધર્યોરે અપાર. નેમે.

નથી પરણવું નથી પરણવું, નથી પરણવી નાર;
એમ કહી રથ ફેરવીને, ઉગાર્યાં પશુઓ અપાર. નેમે.
તોરણથી તરછોડી ચાલ્યા, થયાં રાજેમતિ નિરાશ;
અંતે નેમજી ન સાથે જઇને પૂર્ણ કીધી સૌ આશ. નેમે.

---

## ૩૦

## ( રાગ ) બસ રાખોને મહારાજા.

ગીરિ ગુફાએ જઇ ચાલ્યા, પરહરી રાજેમતિ દુર,
કલ્પાંત કરે ને ખેદ ધરે, કેમ કોપ કરી અહી દયા ન ઉર. ગીરિ.
દીનવાણી, ઉર આણી, વદે વિચારી છું ઉદાસ,
હે જગત્રાતા, મંગળ દાતા, ફરોને પાછા, એમનાં જવાય;
હદ થઇ ત્યાં કેમ જવાય, વિયોગી મુને કેમ રહેવાય, ગીરિ.

---

## ૩૧

## ( રાગ ) નીશાર તોરે નખરે.

મલ્લીનાથ પ્યારા પ્રભુજી, પુજું ભાવે ધરી ધીર.
અત્તર કેશર ચંદન ઘોળી, લેપન કરૂં વપુષે વિર;
પ્યારા પ્રભુજી.
જાઇ જુઇ, ચંપોને કેતકી, સ્રજ ગુંથાવું ચડે શીર;
પ્યારા પ્રભુજી.
કુંડળ કાને અલંકાર ઓવાયે, શોભે સુર્ય સમ રૂચીર;
પ્યારા પ્રભુજી.

---

## ૩૨

### (રાગ) જરીક નજર કર નશીબ.

હાંરે અકળ કળા જગદીશ, જગદીશ ઇશ પાર ન પામ્યો હે નાથ;
કરી કરૂણા સન્મતિ આપ. અરેહાં.
ક્ષણ માત્રમાં નીપજે શું અહીં, અમો દીન જન સમજીએ ન કંઇ;
અતિ ચમત્કૃતિ છે તુજ મહીં. અરેહાં.
સત્ય છો પ્રભુ ગહન ગતિ, મનોરથો ધારીએરે અતિ;
અનુગ્રહો ઘો મુજને ધૃતિ. અરેહાં.
હાંરે જગદાધાર આધાર, આધાર ઇશ તારો મુનેરે અપાર;
નહિં આપ વિના હું સુખકાર. અરેહાં.

---

## ૩૩

### (રાગ) ત્રીતાળી ચોપાઇ.

શ્રી સંખેશ્વરા હે જગદીશ, પાદાર વિંદે નમું તુને ઇશ;
જૈન ધર્મ છે અતિ સુખકારી, નિયમ જેના વિશ્વે રહ્યા વ્યાપી.
નહિ એના વિના મળે કાંઇ, મોક્ષ પદ જે અતિ સુખદાઇ;
બુદ્ધિ જ્ઞાન આપો અમ બળ હીન, નીત્ય નામ રટું હું છું દીન.
ધિરજ ધર્મને સમગણે શોક, એવા નર આ જગતમાંહી કોક;
પ્રતિદીને અપરાધ મુજ થાય, માગું ક્ષમા પ્રભુ કરો સહાય.
કારણ્ય મુર્તી પ્રભુ દયા નિધિ, આધાર આશ્રય છે કૃપાનિધિ;

શદા કરૂણા નિધિ લ્યો સંભાળ, આપ છો ઇશ દીન દયાળ.
મંત્ર નવ પદનું ધ્યાન ધરૂંછું, એક ચિત્તે હું ચરણે નમુંછું,
ડરેને ન કરે કાંઇ પાપ, તેના સર્વ ટળે સંતાપ;
લીલા આપની જેનો નહિં પાર, નમે ચુનીલાલ શું કહું વિસ્તાર.

---

૩૪

## ( રાગ ) અંગે આનંદ ન માયરે.

આજે આનંદ અપારરે, વંદું હું શીરનામી (૨)
જીન દરશન છે અતિ સુખકારી,
જન્મ સફળ અમ થાયરે. વંદું.
પાપ પુંજનો રહ્યો ન પાર,
નાશ કરી કરો સહાયરે. વંદું.
મન ગમતું સુખ અમને આપી,
નાશી દુખ દુર જાયરે. વંદું.
ચુનીલાલ નમે દીનદાસ,
આનંદ ઉરમાં ન માયરે. વંદું.

---

૩૫

## ( રાગ ) મુલ બરાબર અમને બતાવો.

દેલવાડે દિસો આબુજી પ્યારા;

દેવળ દિસે જાણે વિજ ચમકારા. દેલ.
ચારસો અડસઠ બિંબ પ્રકાશે;
તારા મંડળ જેમ ઝળકે આકાશે. દેલ.
અચળ ગઢે જીનરાય બિરાજે;
સકળ સજ્જન ગુણ ગાઇને ગાજે. દેલ.
ભાગ્યવંત કોઇ તમ પારે આવે;
તાપ ત્રિવિધ ટળી સર્વ સુખ પાવે. દેલ.

---

૩૬

## ( રાગ ) પ્રેમનો કોલ દીધો રાજકુમાર.

પાયે પડી નમું હું નીશદીન તાર, પ્યારા આપવિના હું દુઃખકાર;
મારા રસિક છબીલા આધાર. પાયે.
સત્તા આપની સઘળે વ્યાપી, હે મમ દીન દયાળ;
કરૂણા કરી સન્મતિ નીત્ય આપી, દીન બળ હિનને પાળ. પાયે.
સાચો તું સંભવજીનસ્વામી, દીનજનો તુજને ચહાય;
ચુનીલાલ તુજ ચરણે નમી કહે, વિનાન સિંધુતરાય.

---

૩૭

## ( રાગ ) જોઇછે મેં આજ.

નીરખો નયને પ્રતિમા આ,
બહુ મોહ ભરી, લાગે સારી, કોમળ વદન;

આહા, આહા, ક્યારે કાળજું ખરે.
જોઇ મનન ઠરે, મુખ ચંદ્ર સમરે. નીરખો.
જે કોઇ તેનું ધ્યાનજ ધરશે, જન્મ મરણ દુર કરશે;
ભવસાગર સુખેથી તરશે.
આ—આ—આ—આ— નીરખો.

---

## ૩૮

## ( રાગ ) એલો કુદો.

સેવો ભાઇ, સેવો ભાઇ, પાર્શ્વ પ્રભુ છે સુખદાઇ;
વાતો કરતાં વખત જશે, મૃત્યુ પળમાં માંહી થશે.
પાછળ પસ્તાવો હશે, હાં પાછળ. સેવો.
દીપને પતંગ પેરે, હવે ન ફસાઓ ખરે.
પ્રભુસુ નજર કરે, હાં પ્રભુ. સેવો.
પ્રાર્શ્વ પ્રભુ વિમા જાયા, જુઠી માયા જુઠી કાયા;
જૈન રસ નહિ પાયા, હાં જૈન. સેવો.

---

## ૩૯

## ( રાગ ) પામ્યો, પામ્યો.

વાપ્યો, વાપ્યો આનંદ ઉર માંહીરે;
થાય સફળ અમ જીંદગાની,

ચંપો, ચંએલી અતિશે ભાવે;
ગુલાબે પુજો મન હરખાવે.
જુઓ પુજો મુરતિ સુખદાઇરે: થાય.
પૂર્વના પુન્યે માનવ દેહ,
જોગ મળ્યો જૈન ધર્મ સંદેહ;
જાણી જાણી વિચારો મન માંહીરે. થાય.

---

## ૪૦

### ( રાગ ) દશા આ શી થઇ.

પ્રભુ આ અર્જ છે મારી, દયાળુ લ્યોને સ્વીકારી;
દુખ દરિયે ડુબી મરૂં, ઉગારે નહિં કોય,
શુબદ્ધિ કેરૂ હોડકું, ક્યાંથી હાથજ હોય;
ભરૂસો આપનો ભારી. પ્રભુ૦
કાગળ કેરી કોથળી, ભરી લોહનો ભાર;
ક્ષણ ભંગુર આ દેહનો, છુટતાં ન લાગે વાર,
પુર્વ સમૃતિ વિસારી. પ્રભુ૦
મહેર કરો મહા વીરજી, ભવ દુઃખ ફાંસી નાશ;
કર જોડીને વિનવે, તમ શરણે આ દાસ,
જીનંદા વારે છો મારી. પ્રભુ૦

## ૪૧

### ( રાગ ) લે અવરામૃત.

પીઓ પ્રભુ રસ મન માની;
ઝટ જાએ જીંદગાની, પીઓ.
શા માટે કરો વિચાર, ડગો ન ચિત લગાર;
સદ્દગુણી નાર, નર આવાર,
અભિનંદન કરે, સફળ અવતાર;
ઝટ, ઝટ, ઝટ, પીઓ.

---

## ૪૨

### ( રાગ ) અયે જગધર.

અયે જીનવર, નટવર, સુખકર, દુખહર, રહો અવિચળ નાથ;
રહો નાથ, રાખો સાથ, બીડું બાથ,
( કષ્ટ કાપો પ્રભુજી ) અયે૦
પ્રાતઃકાળમાં સંસારી જાળમાં, વીસરી ગયો ઉદર તણું જ્ઞાન;
સુખ થકીએ હું જાણું નક્કી, નથી ઉચાર્યાં આ દેહે શ્રી ભગવાન,
અધમ તારીને, કષ્ટ નીવારીને, આપો હવે મોક્ષજ દાન;
જીવન જાન, છું કુરબાન,
આભારી, ભયકારી, લયકારી, જાઊંવારી;
માગું મારી કર જોડી નાથ.

---

## ૪૩

## ( રાગ ) પ્યારી શું તું.

અજીતનાથ સ્વામીરે, તમે છો અંતરજામીરે,
કામ ક્રોધ લોભથી, હરનીશ પાપ હું કરૂં;
અરે—અરે—અરે—તમે છો.
ભવ દુ:ખ ફંદ માંહી, ભુલ્યો હું ભટકી મરૂં,
અરે—અરે—અરે—તમે છો.
અંધ કૂપ અંધારથી, હસ્ત ગ્રહી લ્યો પ્રભુ;
અરે—અરે—અરે—તમે છો.

---

## ૪૪

## ( રાગ ) પ્રભુ આશું.

ગાઓ મલ્લીનાથ પ્રભુ નામ, મુરતિ નિહાળી વારી જાઉં હજારી.
એક ચિત્તે ધરૂં આપ ધ્યાન. ગાઓ.
ગાઓ સખીરી તમે પ્રીતિ અતિ ધારી;
ધર્યું અવિચળ ધામ (હાંરે જેણે) ગાઓ.
મુરતી નીહાળી, વારી જાઊં હજારી;
જેની કીર્તિ ફેલાણી ગામે ગામ. ગાઓ.
મુરતિ નીહાળી વારી જાઊં હજારી;
ચુનીલાલ નમે છે પ્રભુ નામ. ગાઓ.

---

## ૪૫

## ( રાગ ) શી દશા થઇ આ મારી.

શ્રી શાંતી મુરત પ્રભુ પ્યારી, મનને ઉપજાવે આનંદ ભારી:
ઇશ શરણે આવ્યો છું તારી.
પુજું પાય, જોડી હાથ, વંદુ હું દીનાનાથ, કરો મુને સહાય;
છે બલીહારી. શ્રી.

વિનય વિનાની વિદ્યા નકામી, દયા વિના શું દાન,
ભાવ વિનાની ભક્તી શાની, ભક્તિ વિના નહીં જ્ઞાન:
અંગે આંગી અનોપમ ભાળી, ધર્મ નીયમો ઉમંગે પાળી,
પુંજું પાય.

ભવ પતિ કરો આત્મ ઉન્નતિ, ટાળો પાપ અમાપ.
પ્રભુ કળા તુજ નથી કળાતિ, શાંતિ ચિત્તને આપ:
પ્રભુ છો તુમ અંતરજામી, ચુનીલાલ વિનવે જગ સ્વામી,
પુંજું પાય.

---

## ૪૬

## (રાગ) મારી નિર્મળ.

મારા ભાગ્યનો ઉદય થયો, જીન નીરખીને આ વાર;
સાચી ભક્તિ તાહરી, સાચી સેવામાં સાર.
ભવ ભય હરતા, ને સુખ કરતા, દુ:ખનોરે નહી પાર:
ચરણની, શરણની, એવી સ્તુતિ દિલધારી. મારા.

આ સંસારમાં સુખ પળનું નહિં, દુખ છે હે જીનરાય;
વિધ વિધ આભુષણ અંગે ધર્યાં પણ, તેથી ન સિંધુ તરાય.
સુખકારી, દુખહારી, જીણુંદસુ ધારો પ્રીતિ. મારા.
કેશર ચંદન અંગે વિલેપી, પુષ્પ ધરી ચોપાસ;
લાવીને પ્રીતિ, ગાઇએ ગીતી, ચુનીલાલ વદે સૌ સાથ.
સાની સારી, સાની સારી, મધમ પધ નીસા. મારા.

---

## ૪૭

## (રાગ) સોનને કહેજે.

આ સંસાર છે અસાર, છે અસાર, છે અસારરે. આ.
સુખની પાછળ દેખીએ જો દુઃખ,
દુઃખ કેડે સુખ થનાર, સુખ થનાર, સુખ થનારરે. આ.
કષ્ટ સહન કીધા વગર નહી કાંઇ.
નવ ઉંચું પદ મળનાર, પદમળનાર, પદમળનારરે. આ.
કરૂણા કરી ઇશ તું જો મુજ દોષ નીવારે,
તો એ સુખ અપરંપાર, અપરંપાર, અપરંપારરે. આ.
આરાધું એક ચિતે શક્તિ તુજ અપાર,
તારો તારો વિઘ્ન વિદાર, વિઘ્ન વિદાર, વિઘ્ન વિદારરે. આ.

## ૪૮

### (રાગ) ગુરૂ દોલ દીસે છે.

આવો ગુણ ગાઇએ આનંદે આજે રમવું;
વળી પાયે નિશદીન નમવું. આવો.
પ્રભુ પ્રતાપે ભવ જળ તરીએ;
આહા નવ પદ મંત્ર રટીએ. આવો.
મનહર સુખકર મુર્તી શી શોભે;
મન ચુનીલાલતણું લોભે. આવો.

---

## ૪૯

### (રાગ) હળી મળી.

આહેના દીમ દીમ તનનના દીમ,
છુમ છુમ, છુમ છુમ, રૂમ ઝુમ, બચાવી જીન પતિ;
કરૂં દરશન, થયું મુજ મન, હરદમ ચરણે નમું હે જગ સ્વામી. આહેના.
જુઓને નાગ પુન્નાર ગુલાબ આ, ઝડપ ચિત્તને શાંત કરી દે,
મોગરા સંગસુ જીનવર પુજીએ, કેશરથી રંગ રોળ કરીરે;
ધરકટ ધિન્ના ધાકીટ ધિન્ના, ધાકિડ કિડધા કિડકિડ ધાધા. આહેના.

---

## ૫૦

### (રાગ) સીંહાનો કનરો.

મહાવીર સ્વામી સદા સુખકારી, નિત્ય નમન કરે સુર નર નારી;
મુખ મુદ્રા તુજ શશી સમ શોભીત, પરમ પ્રભુજી જગત ઉગારી,
મહા૦
ચરણ કમળ તુજ છે દુઃખ હારી, દોષ અમારાં સર્વે નિવારી;
મહા૦
જગમાં રહી નીત્ય પાળીએ નિતિ, શીવ સુખ આપીએ વિપતિ વિદારી;
મહા૦

---

## ૫૧

### (રાગ) જય જય આનંદ.

થાયે આનંદ આનંદ અપાર,
તુમ ગુણ ગાઇ. થાયે.
આપો અચળ સુખ, ની, ધ, પ, મ, ગ, રે, સા. થાયે.
મપની સારે મગરેસા, તત થેઇ થેઇ થનન.
છનનન છુમ, છનનન છુમ;
છનનન છુમ, છનનન છુમ.
રીગ મપ, ગમ પધ;
તન મન, અરપણ.
**જય—જય—જય—જય.** **થાયે.**

---

## ૫૨

### ( રાગ ) ધરો માથે મુગટ.

થયો આજે, આનંદ અપાર અહીં, જીન ગુણ ગાઇ;
સંતોષ પામ્યા સૌ નર નારી, અનુપમ આંગી નીહાળી તારી;
પ્રેમ થકી નમે આણી પ્રીતિ. થયો.
શુભ ગુણો સદા નાથ તું આપી, પતિત પાવના પાપ સૌ કાપી;
પ્રેરો સદા અમને સુ રીતિ. થયો.
વંદે ચુનીલાલ તુજ પાયે લાગી, નેહે નમી કહે છે ભીડ ભાગી;
જયધ્વની વદે ગાય ગીતિ. થયો.

સમાપ્ત.

# અગાઉ ગ્રાહક થઈ આશ્રય આપનાર ગૃહસ્થોનાં શુભ નામોનું લીષ્ટ.

## મેહેસાણા.

૨૦૦ શ્રી જૈન સુધારક બુદ્ધિપ્રકાશ મંડળી.
૫૦ મે. વાઘજી ભાઇ તળશીભાઇ કારકુન ફર્સ્ટ કલાસ મેજીસ્ટ્રેટ કોર્ટ.
૨૫ મે. મોતીલાલ માણેકલાલ મજમુંદાર.
૧૦૦ રા. રા. વીઠલ અમુલખ રામી.
૧૦ રા. રા. જીભાઇ લલુભાઇ મ્યુની. કારકુન.
૧૦ રા. રા. હરીલાલ અમીરામ.
૧૦ રા. રા. ચુનીલાલ મોહેકમ શાહ.
૫ રા. રા. લલુભાઈ ભીખાભાઇ વકીલ.
૫ રા. રા. અમીરામ ભવાની શંકર વકીલ.
૫ રા. રા. જેસંગલાલ મનગલાલ વકીલ.
૫ રા. રા. મગનલાલ અમથા લાલ તજવીજદાર.
૫ રા. રા. કેશવલાલ હીરાલાલ તલાટી.
૮ રા. રા. મગનલાલ નહાલચંદ એકાઉન્ટન્ટ.
૫ રા. રા. સાંકળચંદ હાથીભાઇ હરડે.
૫ રા. રા. ગીરધરલાલ ઇશ્વદાસ તલાટી.
૫ રા. રા. મોહોકમલાલ લલુભાઇ કારકુન.
૫ રા. રા. નગીનદાસ ઉમેદચંદ કટોસણા.
૪ રા. રા. ખંડેરાવ અનંત પ્રધાન. વકીલ.
૪ રા. રા. મોતીલાલ કાળીદાસ તલાટી.
૨ રા. રા. યશવંતરાવ બલાડ મહાજન (દેવ) શીરસ્તેદાર.
૨ રા. હાલા છગન.
૧ રા. મોહનલાલ દોલતચંદ આસિ૦ માસ્તર.
૧ શ્રી જૈનભાવ પ્રકાશ મંડળી.
૧ રા. મનસુખલાલ હાલાભાઇ પટુવા.
૨ રા. હઠીસંગ જેસંગ શાહ.
૧ રા. ગોતમ હરચંદ કંદોઇ.

૧ રા. નરોતમ કાળીદાસ.
૧ રા. છગન રામચંદ કંદોઇ.
૧ રા. છોટાલાલ મોહનલાલ કારકુન.
૧ રા. મોહનલાલ ધરણીધર કારકુન.
૧ રા.મુળશંકર રણછોડ તલાટી.
૧ રા. કેશવલાલ ભગુભાઇ તલાટી.
૧ રા.શીવલાલ ગોવરધન સ્ટાંપ વેન્ડર.
૧ રા. મણીલાલ ત્રીભોવન શાહ.
૧ રા.નરોતમ છગનલાલ તલાટી
૧ રા.પાનાચંદ ભાઇચંદ ભોજક.
૧ રા. ત્રીકમલાલ ગોવરધન. દેસાઇ તજવીજદાર.
૧ રા. મોહનલાલ નરશીરામ.
૧ રા. જુગલરામ ગીરજાશંકર.
૧ રા. દયાશંકર મુળશંકર. ટ્રેઇન કલાર્ક.
૧ રા. મહેતા. ગીરધરલાલ.
૧ રા. નર્મદાશંકર જેઠારામ.
૧ રા. મોહન ગણપત.
૧ રા. સરૂપચંદ લલુભાઇ.
૧ રા. હરગોવિંદ રેવાદાસ.
૧ રા. તલકચંદ કુબેરદાસ શાહ.
૧ રા. મણીલાલ શીવલાલ તલાટી.
૧ રા. ભાનુલાલ છગનલાલ તલાટી.
૧ રા. મગન જેઠાભાઇ તલાટી.
૧ રા. ચુનીલાલ જમનાદાસ શા.
૧ રા. પુનમચંદ ગોતમ શાહ.
૧ રા. બાપુ હકમચંદ શાહ.
૫ રા. ડાહ્યાભાઇ હાલાભાઇ પટુવા.
૫ રા. માણેકલાલ ત્રીકમદાસ પારેખ.
૧ રા. લલુભાઇ હરચંદ શાહ.
૧ રા.ગીરધર માણેકલાલ વ્હોરા.
૧ રા. રામચંદ હરગોવિંદ શાહ.
૧ રા. પુનેમચંદ હરજીવન શાહ.
૧ રા.ડાહ્યાભાઇ ડોસાભાઇ શાહ.
૧ રા. નગીનદાસ તારાચંદ શાહ.

## વિશનગર.

૫૦ રા. રા. ફતેચંદ પુજીરામ શાહ.
૧ શ્રી શાંતિજ્ઞાન પ્રકાશ મંડળી.
૧ રા. રવીકરણ મગનલાલ શાહ.
૧ રા. દીપચંદ સાકળચંદ શાહ.
૧ રા. જેસા ચુનીલાલ.
૧ રા. નથુભાઇ પાનાચંદ.
૧ રા. કેશવલાલ રવચંદ.
૧ રા. મણીલાલ ઘહેલા.
૧ રા. અમૃતલાલ વાડીલાલ.
૧ રા. મુળચંદ ચતુર.
૧ રા. રવિકરણ મગન.

૧ રા. વેણીચંદ તરભોવન ગાંધી.
૧ રા. છોટાલાલ ત્રીભોવન.
૧ રા. રવચંદ લાલચંદ.
૧ રા. બબુભાઇ કેવળદાસ.
૧ રા.ગીરધર બલાખીદાસ ગાંધી.
૧ રા. સામળ તળશીભાઇ.
૧ રા. લલુ પીતાંબરદાસ.
૧ રા. સામળ તળશી.
૧ રા. નારાયણ મોતીચંદ.
૫ રા.અંબાલાલ હીરાચંદ શાહ.
૫ રા. મણીલાલ ભાઇચંદ શાહ.
૧ રા. અંબાલાલ ઉમેદરામ મારફતીઆ.
૧ રા. સરૂપચંદ હીરાચંદ શાહ.
૧ રા. સરૂપચંદ ખેમચંદ શાહ.
૧ રા. કાળીદાસ હાથી શાહ.
૧ રા. હીમતલાલ ગોકળદાસ પારેખ.
૧ રા. કરસનલાલ જમનાદાસ. પારેખ.
૧ રા. અમથાલાલ જોઇતા-દાસ પારેખ.
૧ રા. જેઠા મોતીચંદ વ્હોરા.
૧ રા. મંગળચંદ હકમચંદ શાહ.

---

### વડનગર.

૧૦ શ્રી જૈનબાળ મિત્ર પ્રકાશ મંડળી.
૨ રા. પોચીલાલ ભુલાભાઇ
૨ રા.શનાલાલ હકમચંદ વહોરા.
૨ રા. વાડીલાલ છગન વહોરા.
૨ રા. ચતુર વહાલચંદ શાહ.
૧ રા. ડાહ્યા નગીનદાસ પારેખ.
૧ રા.છોટાલાલ બલાખીદાસ શાહ.
૧ રા.છોટાલાલ ચુનીલાલ દોસી.
૧ રા. વીઠલ મગન રાંમી.
૧ રા. મુળચંદ વાડીલાલ શાહ.
૧ રા. અંબાલાલ લલુ શાહ.
૧ રા. નરોતમ મગન શાહ.
૧ રા. ચીમનલાલ મોહનલાલ શાહ,
૧ રા. હરગોવિંદ કચરા શાહ.
૧ રા. નરોતમ નથુ પટુવા.
૧ રા. ભીખાભાઇ હરીચંદ કાપડીઆ.
૨ રા. ગોકળ મગન શાહ.

---

### અમદાવાદ.

૨૫ રા. રા. ચુનીલાલ પ્રેમચંદ મેહતાની કંપની.

---

### મુંબાઇ.

૧ રા.પુનમચંદ હાથીભાઇશાહ.
૧ રા. મોહનલાલ નહાલચંદશા.
૧ રા. જેચંદ ખીમચંદ શાહ.
૧ રા. ઉત્તમચંદ હરજીવન.
૧ રા. છગન ગોતમદાસ.
૧ રા. દોલા માનચંદ.

---

**ભરૂચ.**

૧ રા. રા. જમીયતરામ ધીર-જરામ આસ્લોત.

**રણુંજ.**

૧૩ રા. રા. લહેરૂ દોલચંદ ગાંધી (મારફત.)
૧ રા. કીશોર ઝવેર શાહ.
૨ રા. ઉમેદરામ ઝવેર શાહ.
૧ રા. લલુભાઇ ઉમેદચંદ.
૧ રા.વાડીલાલ હરખચંદ ગાંધી.
૧ રા. ગોતમ ઘેલા શાહ.
૧ રા. અમથાલાલ હરખચંદ શાહ.
૧રા.નગીનદાસ જુમખરામશાહ
૧ રા. કીલાચંદ હરીચંદ મણીઆર.
૧ રા.મણીલાલ હેમચંદ ગાંધી.
૧ રા. વાડીલાલ દોલચંદ શાહ.
૧ રા. ડાહ્યા ઘેલાચંદ શાહ.
૧ રા. ડાહ્યા રંગજી.

**બોરૂ.**

૧ રા. જેસંગ જીવરામ શાહ.
૧ રા. જેસંગ મનસુખરામ.

**મુજપુર.**

૨૦ રા. રા. અમથાલાલ ઝવેરશાહ. (મારફત)
૫ રા. મોહનલાલ લલુચંદ.
૨ શ્રી જૈન સંગીતવર્ધક મંડળી.
૧ રા. મોહનલાલ પરસોતમ.
૧ રા. તરભોવન ગગનલાલ.
૧ રા. છોટાલાલ લાલચંદ.
૧ રા. જુઠાલાલ નાગરચંદ.
૧ રા. અમથાલાલ હેમજી.
૧ રા. વરતાચંદ ઉતમચંદ.
૧ રા. ખેગાર સરૂપચંદ.
૧ રા. તરભોવન દેવકરણ.

**લોલાડ.**

૧ રા. ખેતસી ઇચ્છાચંદ.

**વાઘેલ.**

૧ રા. પોપટલાલ વજેચંદ.
૧ રા. મોહનલાલ માનચંદ.
૧ રા. કાળીદાસ જોડીદાસ.
૧ રા. પરસોતમ સાંકળચંદ.

**દેવપરૂ તાલુકે લીંબડી.**

૧ રા. વીઠલચંદ આંબા વહોરા.
૧ રા.લાલચંદ વીઠલચંદ વહોરા.

**સુરત.**

૨ રા. મોતીચંદ દીપચંદ શાહ.

**પાટણ.**

૧ રા. વાડીલાલ ભીખાભાઇ.
૧ રા. ગભરૂભાઇ નાગરદાસ.

**સીહોર.**

૧ રા. કાનજી અમીચંદ.

**ઉંઝા.**

૧ રા. મુળચંદ બલાખીદાસ.

**આખજ.**

૧૦ રા. લાલચંદ તલકશી શાહ.
૫ રા.તરભોવન લખમીચંદ શાહ.

# જાહેર ખબર.

## એજંટ.

**મેહેસાણા**—શ્રી જૈન સુધારક બુદ્ધિપ્રકાશ મંડળીમાંથી તથા

,, રાંભી વીરચંદ અમુલખ. ઠે. બજાર.

**અમદાવાદ**—શા. ચુનીલાલ પ્રેમચંદ મહેતાએન્ડ કંપની

ત્રણ દરવાજા આગળ ઉંચેટડાની દુકાને.

**વિશનગર**—શા. ફતેચંદ પુંજીરામ ઠે. બજાર. તથા

,, શા. અંબાલાલ હીરાચંદ ઠે. બજાર.

આ પુસ્તક ઉપર લખેલા ઠેકાણેથી અથવા ગ્રંથ કર્તા પાસેથી રોકડી કિંમતે મળશે.